ૐ

શ્રી ગણેશાય નમઃ

# અણઘડ કાવ્ય.

## ભાગ બીજો.

રચી છપાવી પ્રસિદ્ધ કર્તા,


મણીશંકર જેશંકર જાની.

ઠે. જાનીફળી-હળવદ.


ભૂ એક પર ભેળા મળી રહેતા બધાએ સાથમાં;
ને એક ભાણે આપણે જમીએ હવે દિન રાતમાં.
ભંડાર પણ ભેળા કર્યાં ભોજન તણા ને ભૂ પરે;
ને એક દીપક સર્વ માટે તે જળે નભ ઉપરે.
વારી વિષે પણ તે વિચારી આપણા મે એક છે;
જુદા પડયા કંઈ ભાન રાખો ઇષ્ટ સૌનો એક છે.


આવૃત્તિ ૧ લી. સંવત ૧૯૮૩. સને ૧૯૨૭. પ્રત ૪૦૦૦.

અમદાવાદ-ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કીંમત એક પૈસો.

# અણઘડ કાવ્ય.

## ભાગ બીજો.

### ભુજંગી છંદ.

બની પુત્ર કે પુત્રી કો માત તાત,
બની બેન કાકા ફુઆ નાર ભ્રાત,
બની શિષ્ય કે શેઠ થઈ શીર ફોડે;
નહિ લેણું લીધા વિના છેક છોડે. ૧

કહે કોઇ મામે મને માર માર્યો,
કહે કોઇ બાપે મને ખૂબ બાર્યો,
કહે કોઇ જુંઠું કર્યું ભાઇ ભોળે;
નહિ લેણું લીધા વિના છેક છોડે. ૨

વળી મીત્ર થઇને જનો કેક છળશે,
બની ચોર લુટાર કામી કનડશે;
બની બાળકી બાપનું નામ બોળે,
નહિ લેણું લીધા વિના છેક છોડે. ૩

ઘણા ઠાઠ માંડે ઠગી લે ઠગારા,
દયા દૂર મૂકી દગો દે દગારા;
ધણી ધણીને હણે નાર જોડે,
નહિ લેણું લીધા વિના છેક છોડે. ૪

ઘણા લેણીઆતો બની રોગ રૂપી,
પ્રવેશે શરીરે છતું રૂપ છુપી;
હશે લેણું જાણું જશે જીવ જોડે,
નહિ લેણું લીધા વિના છેક છોડે.
વળી રૂપ વાયુ અને અગ્નિ પાણી,
અહી લેણીઆતો કરે ધુળધાણી;
અણુંના અણું રૂપમાં ખાસ ખોળે,
નહિ લેણું લીધા વિના છેક છોડે. ૬

ન દેણું હજો દોકડો એ કહાણી,
હજો લાખ લેણું વદે વિશ્વ વાણી;
ગધાડે ચડાવે ચઢી શેઠ ઘોડે,
નહિ લેણું લીધા વિના છેક છોડે. ૭

કરે શુદ્ધ ભાવે ખરી ખેત ભાઇ,
જશે દુષ્ટ દેણું થશે સુખદાઇ;
મોરારી પરે પારધી બાણ છોડે,
નહિ લેણું લીધા વિના છેક છોડે. ૮

## ભુજંગી છંદ.

તમે અંતરે આશ એવીજ આણો,
કહેશો ન કોને તમે એક જાણો;
પ્રભુ પીંડમાંથી બધું પારખે છે,
ઘટો ઘટ પ્રભુ સાક્ષી રૂપે રહે છે. ૧

કદી જો તમે જંતુના જાન લેશો,
કદી હાક મારી જરી દુઃખ દેશો;

પ્રભુ તે સમે તે સ્થળોમાં ફરે છે,
ઘટો ઘટ પ્રભુ સાક્ષી રૂપે રહે છે. ૨

છુપામાં છુપી જે કરો વાત છાની,
કહેશો ન કોને ખરો મીત્ર જાણી;
પ્રભુ તે સમે એ જુબાની લખે છે,
ઘટો ઘટ પ્રભુ સાક્ષી રૂપે રહે છે. ૩

કદી ચોરી દારી છીનાળી જુગારી,
દગારી કરો કે બનો લુટકારી;
વિભુ વેષ તેવો ધરી ત્યાં વસે છે,
ઘટો ઘટ પ્રભુ સાક્ષી રૂપે રહે છે. ૪

કદી નાગ કાળો પશુ પાસ જાશે,
નથી દંશ દીધો છતાં દૂર નાશે;
કહો કેમ એ કાળ કોનો કળે છે,
ઘટો ઘટ પ્રભુ સાક્ષી રૂપે રહે છે. ૫

નથી ઠામ ઠાલો વિભુવર વિનાનો,
ખરો પંથ લેજો અહી સત્યતાનો;
પ્રભુ સત્ય રક્ષક બની અવતરે છે;
ઘટો ઘટ પ્રભુ સાક્ષી રૂપે રહે છે. ૬

## હરીગીત છંદ.

હે જીવ તું જન્મી જગતમાં બાપ કાં જપતો નથી,
પાપી પડી આ પિન્ડમાં પાખંડમાં શું પડ મથી;
જનમ્યો જવાનો જાણજે ના જાણ્યું આમોકામ છે,
ભાવે ભજો ભગવાન ભોળા નાથ સુંદર શ્યામ છે. ૧

રસબસ રહી રસમાં રસીલા રાનને રટતો નથી,
ખટપટ કરી ખલી ખલક ખાવિંદનો ખટકો તજી,
તું જો જરી જગમાં ફરી જે શું અવિચળ ધામ છે,
ભાવે ભજો ભગવાન ભોળાનાથ સુંદર સ્યામ છે. ૨

પાતાળના પાણી લગી પથ્થર ભરી પાયો ચણી,
ઊંચી કરી આકાશથી આશા હજુ ઉપર ઘણી;
ગણના કરી જો જ્ઞાનથી ઘડી એકનું શું ઠામ છે,
ભાવે ભજો ભગવાન ભોળાનાથ સુંદર શ્યામ છે. ૩

ધોળાં થયાં ધરણી ધરાનું ધ્યાન શું ધરતો નથી,
પુત્રી તણા પુત્રો ધરે પણ પરણવાનું મન અતી;
પચેંદ્રીને તું પુછ પુરક આશનું શું ઠામ છે,
ભાવે ભજો ભગવાન ભોળાનાથ સુંદર શ્યામ છે. ૪

પૂરાં થયાં સો પણ કરી ના પૂર્ણ આશા પાપીએ,
જમડા કરે છે જોર જેને શું જવાબો આપીએ;
વિત્યાં વધારે વીશ પણ વનીતા વિષે વિશ્રામ છે,
ભાવે ભજો ભગવાન ભોળાનાથ સુંદર શ્યામ છે. ૫

અંતર તણી આશા ઘણી અણસમજમાં અંધજ રહ્યા,
જમરાજ આવ્યા ઝાલવા ઝડપી ઝપાટે લઇ ગયા;
અંતે અરે જેવી મતી તેવી ગતીનું ધામ છે,
ભાવે ભજો ભગવાન ભોળાનાથ સુંદર શ્યામ છે. ૬

---

ભોગી મરે છે રોગમાં જોગી જનો મનમાં મરે,
કામી કરે બહુ કલ્પના જોગી ભજન મન પર ધરે;

## હરીગીત છંદ.

ઘર એકના સૌ આપણે કહેવું મુખેથી સહેલ છે,
પણ વર્તવું એ રીતમાં એ તો ઘણું મુશ્કેલ છે;
શિક્ષા કરે નિજ દેહને ગુન્હા તણી નિજ હસ્તથી,
તે હૃદય ત્રિભુવનમાં કદાપી ભિન્ન નહિ કો વસ્તથી.

## નારાચ છંદ.

ઝાંડ પ્હાડ માળ મેલથી પડી મરી જશું;
કે સર્પ દંશ આપશે કે આગમાં બળી જશું,
કે વાઘ સીંહ ફાડશે કદાચ કાપશે અસી;
જશું મરી જગે જુઓ જરી હરી ફરી કરી. ૧
કદાચ કંપતાં જમીન જવાળમાં જમીનમાં;
કે શ્વાસ કાઢતાં કે ઠેસ વાગતાં પડી જતાં,
કે રોગમાં રમી કદાચ ઠંડમાં જતાં ઠરી;
જશું મરી જગે જુઓ જરી હરી ફરી કરી. ૨
કદાચ ક્રોધ આવતાં જવાનું ઝેર ખાઇને;
જવું થશે કદી અધીક બીકમાં દબાઇને,
કમોતમાં નહિ તથાપી મોતમાં જવું મરી;
જશું મરી જગે જુઓ જરી હરી ફરી કરી. ૩
બોળશે કદાચ બોટ ઓટ ચોટ મારશે;
કદાચ વીજળી ઢળી પડી જતાંજ બાળશે,
વિયોગથી મરી કદી મરી જવાનું ભૂખથી;
વિના જળે મરી જવું કદીક લૂક દુઃખથી. ૪
દિલે દયા ધરી દુઃખીની દાઝ દિલ ધારજો;
જવાની એક વાટ છેક વાત એ વિચારજો,

સ્વર્ગ નર્કમાં જવાનું ધર્મ કર્મ આચરી;
જશું મરી જગે જુઓ જરી હરી ફરી કરી. ૫

વિચાર વેણુ વેદનાં મરી કરી થવું ફરી;
જવું થવું થયા કરે હયાત છેક છે હરી,
દિલે દયા ધરી કરી જપો હરી જશો તરી;
જશો તરી જપો હરી હરી હરી હરી હરી.

## મારી લાજ તમારે હાથ હરી સંભાળજો રે; એ રાગ.

વિભુવર નામ તમારૂં લેતાં જીભ ઝલાય છે રે;
જીભ ઝલાય છે રે બહુ અચકાય છે રે. વિભુવર૦
જીભલડી જરી વાર ન નવરી પઠી કરે પર નીંદા લવરી;
અવરી સવરી કરવામાં દિન જાય છે રે. વિભુવર૦
બડાઇની બહુ વાતો કરતી પ્રપંચની પંચાતે પડતી.
ધાંટા તાણી ગાન મીજાજી ગાય છે રે. વિભુવર૦
ખટરસ ખાવામાં બહુ સુરી ચા પાણી પીવામાં પૂરી;
લાડુવા ખાવાને બહુ લલચાય છે રે. વિભુવર૦
ભુંડાં વેણુ ભલી ભકનારી વાગ્રામાં એ વિખ વાનારી;
ગોવિંદ તારાં ગુણુ ગાતાં ઘુંચાય છે રે. વિભુવર૦
બોલકડી ને બડબડી આણી પટુડી ને વળી પડપડી આણી;
ફાટે મોઢે ફરી ફટાણા ગાય છે રે. વિભુવર૦
મીઠા વેણી મુરખ બોલી દીવાળીની પ્રગટે હોળી;
ચડ ભડીઆણી ચટણી ચોરી ખાય છે રે. વિભુવર૦
ભાન વગરની ભડભડ બોલે લવલવણી લખારો ખોલે;
ગડબડીઆણી ગોટા વાળી જાય છે રે. વિભુવર૦

## નારી સદ્દગુણ વારી પતીને પ્યારી પતીવ્રતા નારી એનું નામ; એ રાગ.

જીભલડી જાગ જુઠલડી માન તું મારૂં કહ્યું જરી નામ હરીનું લે;
નામ હરીનું લે પ્રભુનું ગાન ગાવામાં રે. જીભલડી૦
લબકુડી લવલવણી કજીઆરી કચકચણી પરનીંદા શાને કરે;
ચડભડતી ભડભડતી પડપડતી બડબડતી બોલેલું શાને ફરે. જી૦
ભુંડાણું ભસનારી હલકટ થઇ હસનારી કપટી વાતું કાં કરે;
ખટરસને ખાનારી સુંગારી ગાનારી શાંન્તી ક્યાં વીસારી છે. જી૦

### ભુજંગી છંદ.

પડયું જો રહે લોહ તો તે કટાશે;
પડી કામળી કુથલો ખાઇ જાશે,
પડયાં આમ્રફળ સાથરામાં સડે છે;
અરે આળસુ કેમ ઊંઘયા કરે છે. ૧
વહે વાયુ નીર્મળ નદી નીર વેતાં;
ફરે માત પૃથ્વી નથી સ્થીર રેતાં,
શશી સૂર્ય તારા નભે સંચરે છે;
અરે આળસુ કેમ ઊંઘ્યા કરે છે. ૨
અજાણે જશે ઊંઘમાં આયુ તારૂં;
જરી જાગી જોને જદુનાથ વારૂ,
ભજો ભાવથી તો ભલું તે કરે છે;
અરે આળસુ કેમ ઊંઘ્યા કરે છે. ૩

### દોહરો.

દિન પલટે જે પુરૂષનો આળસ અંગ ભરાય;
કામ ક્રોધ મદ મોહ ને લોભ વિષે લપટાય.

## ગઝલ કવ્વાલી.

અરે નીંદ્રા અરે નીંદ્રા જગતને તું ઘણી પ્યારી;
મરણુ દ્વારે તું લાવે છે છતાં તનપર તને ધારી,
નિશીમાં તું નિશાકારી પડે છે પીન્ડમાં શાથી.
ના ચાલે જોર જ્યાં કેનું હેઠના તું હઠીલાથી;
જવાદે એક બે દિન બસ જગાડે તું અખંડાથી,
પછી ત્રીજે તપીને તું પછાડે જ્યાં હશે ત્યાંથી.
ચડાવે કેફ કાયાને ઝુલાવે ડોક ડોલાંથી;
હિશા દારૂ સમી દીઠી ઝુલાવે છેક ઝોલાંથી,
બિચારો જોરથી જાગે લગાવે આંખપર પાણી.
જરાવારે જખાડે ના ફરે પાણી પરે પાણી;
ઉઘાડે આંખ અત જોરે હથેલીથી ઘણી ચોળે,
મચોડે ચર્મ માથાનું છતાં ના નીંદ તું છોડે.
તપાસે તે તને તનમાં મળે ના તું ત્રીભુવનમાં;
પછી તન મન જતાં ઊંઘી પડે ત્યાં પિન્ડ આસનમાં,
ખરી શાન્તિ ગ્રહી છે તેં જણાતું જ્યાં નથી કાંઇ;
વહાલી વસ્ત શી તું છે વસે છે હે કહે ક્યાંઈ.

## ગઝલ કવ્વાલી.

બદનમાં જો બરાબર તું કરે છે કોણ ધબકારા;
વળી સ્વપ્નાં વિષે તું જો કરે છે કોણ ઝબકારા,
અડી જો અંગ તારાને અગન એ ક્યાં થકી આવી;
હરાવીને તને નીંદ્રા હઠીલી ક્યાં થકી ફાવી.
જગતમાં જીવ ઊંઘે છે નથી ઊંઘી જતો શ્વાસો;
કદી જો શ્વાસ ઊંઘે તો નથી ઊઠ્યા તણી આશા,

તપાસી જો બધું તન તું તને તું ના મળે તનમાં;
છતાં હું છું કહે છે તું હરીનું નામ લે મનમાં.

## દોહરા.

૧ રૂપ રંગ નેત્રો કળે શબ્દો કર્ણ જાણ;
ખટરસ જીભ્હા જાણતી નાકે ગંથ પ્રમાણ.
સ્પર્શ થકી સોનું કળે કળે કથીર એ રીત;
કાળ કળે ગુણ દોષને સૌને પરખે ચીત.

૨ નીતીની પ્રીતી ખરી રીત ખરી સતમાંય;
ચીતી ખરી દયા ધરી ખરા ત્રીભુવન રાય.

૩ કાળું કાજળથી ઘણું કાર્ય કલંકી થાય;
કાજળ સ્વેત બની જશે સ્વેત કલંક ન થાય.

૪ શાન્ત સમ કંઇ સુખ નથી શાંન્તિ મૂળ સંતોષ;
તૃપ્તી સંત સમાગમે જ્યાં જ્ઞાન દાન નિર્દોષ.

૫ સતી સમી નહિ સુંદરી સતી પતીની દાસ;
સતની પત પ્રભુ રાખીને પૂરણ કરતા આશ.

૬ સ્વામીથી સંસારમાં સોનું સરસ ન જાણ;
સોનું શિર છેદન કરે સ્વામી અરપે પ્રાણ.

૭ સુખ દુઃખ કર્માધિન છે સત કર્મો કર ભાઈ;
કનીષ્ટ કર્મે દુઃખ છે સત કરમે સુખદાઈ.

૮ તું તારો સ્નેહી અને શત્રુ તારો તુંજ;
જેનું વાવેતર કરો તેનું ફળ તેવુંજ.

## હરિગીત છંદ.

ઘરેણાં ઘણાં છે ગાંઠમાં ગોકળ સમા ઘરબાર છે;
ભરપુર નાંણાનાં ભરેલા હેમના ભંડાર છે.

ને હાક દેતાં તો હજારો હાજરી દેનાર છે;
(પણ) સંસાર સુખ આધાર ભામાને ખરો ભરથાર છે.
(કેમકે) સંસાર સુખ આધાર હોએ ઘર અને ઘરણાં પરે;
(તો) વિધવા બનેલી નાર કયમ ભરથાર વિણ રોયા કરે.

## લાવણી.

હાથ ચક્ર ત્રીશૂળ બિરાજે એ લય.
દુરાચાર પર દોરાણાં તે દર્દ મહીં સપડાવાના.
સો રાતું ચોરીની અંતે એક દીન પકડાવાના;
ગોઠે નહિ ઘરમાં પલ જેને આઠ પોર અથડાવાના.
તન મન ધનની કરે ખુવારી નર્ક મહીં લથડાવાના;
કુવા અવેડા નદી તળાવો ગરનાળાં પર પડવાના.
જોઇ મકાનો મુસાફરોનાં દુષ્ટ વિચારો ઘડવાના;
નમણી નારી નયને નીરખી રોમ લલચાવાના.
આંખ ઇશારે મુંછ મરોડે ગાન મીજાજી ગાવાના;
દેખે નહિ તે દિન રાત્રીને મોત વગર એ મરવાના.
માન નહિ નહિ ભાન નહિ નહિ કોઇ ઠામ પર ઠરવાના;
વિષય ન જોવે નાંનું મોટું જાત કજાત ન જોવાના.
ઘરડા થઇને ગમ ભાંગે પણ પરંપરાની ખોવાના;
ચોરી દારી વળી જુગારો ઉડાઉતા આચરવાના.
અંતે ખૂન ખરાબી શીખી રૌ રૌ નર્કે ટરવાના;
માટે મન વસ રાખી પ્રથમજ બ્રહ્મચર્ય વ્રત ધરવાના.
તે નર સ્વર્ગી સુખ ભોગીને ભવસાગરને તરવાના;

## લાવણી.

ન્યાય વિના નવ ચાલે જરીએ ન્યાય જગતનો સ્થંભજ ખરો;
ન્યાય થકી સૌ સંપી ચાલે ન્યાય વિના સૌ કો નો મરો.

ન્યાય થકી નવ ચોરી થાએ નવ થાએ કંઇ ઠગ બાજી;
ન્યાય થકી નવ બને છીનાળી ન્યાય થકી સૌ જન રાજી.
ન્યાય રહેલો ઉદભીજ્જોમાં પશુ પંખી પણ ન્યાય કરે;
જીવ જંતુમાં ન્યાય જણાએ પ્રાણી માત્રમાં ન્યાય ઠરે.
ન્યાયની પાસે સરવે સરખા ભલે રાય કે રંક હશે;
અદલ કરે ઇન્સાફ ન્યાયી જન તે દેખી પ્રભુ ખુશ થશે.

## લાવણી.

વેમ તણાં વંટોળ મહીં ચકડોળ ચડયાં જન ભંભોળાં;
ચડતાં ચડતાં ચડયાં ઘણાં, ચિત ચાળે ચડયું ચડશે ટ્હોળાં.
ચડયાં ચડે છે ચડવાનાં પણ ચડી ચોટથી પડવાના;
પડતાં પ્રાણ જશે નહિ તો તે વળી વેમ પર વળવાનાં.
પ્રાણ જતાં પણ ભંભોળાંઓ ભૂત થઇ સંચરવાનાં;
સંત સમાગમ સાર વિના નહિ વેમ વિખુટા કરવાના.

## લાવણી.

હું જાદુગર દુર દેશનો ભૂત પ્રેત ભડકાવું છું;
મૂંઠ મુંઠનો માર લગાવી ભલા ભલા કડકાવું છું.
મેલી કાલું માસી કાલું ડાકણ ડેણ ડરાવું છું;
કામણ ટુમણ સરવે જાણું ચાક સુડેલ ચડાવું છું.
મંત્ર જંત્ર દોરા ધાગા વશીકરણને જાણું ખરો;
દીનાનાથનો ડર રાખ્યા વિણ ભૂત થઇને ભમતા ફરો.

## લાવણી.

કોઇ કહે કે ભૂત ભરાણું કોઇ કહે કંઇ કામણ થયું;
કોઇ કહે કે મુંઠજ મારી વાનો એ વદવાનું રયું.

કોઇ કહે કે મામે મારી કોઇ કહે કે કાંકે કર્યું;
કોઈ કહે કે નાર નઠારી તે માટે તેણે આદર્યું.
વેર બને આ વાતોમાંથી ભૂવાના ભરમાવાથી;
કોઈ કોઈના ઘેર ન જાએ ખેદ અને સરમાવાથી.
દરદ તણી નહિ દવા કરે કો વેમ તણી સૌ વાતું કરે;
દરદ દબાવી દે દરદીને મોત વગર વેમી જન મરે.
મરે મરાવે મારે વેમી વેમી સંગ ન સાચો ઠરે;
તન મન ધનની કરે ખુવારી ધૂર્ત ધૂણી ધન ભેગું કરે.
ભૂવો મારે ભૂવો વારે ભૂવો સૌનો રખવારી;
ભૂવા વિના પલ એક ન ચાલે ભૂવા વિનાની અંધકારી.
આ ભયથી ઘર ભાંગ્યાં ભડ જેવાનાં ને ભંગાવાનાં;
ભીખ માગતા થયા ધનીકો કૈક ને ભીખ મગાવાના.
મલ જેવા વીણ મોતે મરીઆ કૈક કમોતે જાવાના;
બુદ્ધિશાળી બન્યા બાવલાં કેક બિગાડા થાવાના.
માટે જે જન વેમ તજીને વૈદક વાટે વળવાનાં;
તે નર દુઃખને દુર કરીને સુખ સાગરમાં ભળવાના.

---

લોભે લક્ષણ જાય લોભ પાપનું મૂળ છે;
લોભ તહાં નહિ શોભ લોભે દુઃખીઉં કુળ છે.
લોભી લપટે લાલચે લોભી સંપ ન કેળવે;
વસે જહાં જન લોભીઆ ધૂર્ત તહાં ધન મેળવે.

## લાવણી.

રૂપ રંગ રસ ગંધ સ્પર્સ ને શબ્દ તણી સૌ શોધજ કરે;
સુખ શાન્તિમય લાભ વધારક ગુણની કો નવ ગણના કરે.

રૂપ વિરૂપ થવાનું કદી વળી રંગ પતંગી ના ટકશે;
સ્વાદ સાદ બરબાદ થવાનો ગંધ અને રસ ઊઠી જશે.
કુદરત ગુણુની ગણુના કરતી દુર્ગુણુમાંથી ગુણુ ગ્રહે;
ગુણુસાગરનો ગ્રંથ નીહાળી કચરામાંથી કંચન કરે.
કંચનને જે કથીર બનાવે તે વસ્તુ પણુ ગ્રાહ્ય કરે;
નવ જાવાદે નીર ઉપયોગી તૃણુમાંથી મેરૂ આદરે.
સાગરની સરીતા બનવે વળી સરીતામાંથી સિંધુ કરે;
સિંધુમાંથી બિન્દુ બનાવી બિન્દુથી સિંધુને ભરે.
ગુણુ વિણુ શબ્દ ન શોભે જરીએ ગુણુ વિણુ સ્પર્સ ન સારૂં કરે;
ગુણુ વિણુ રૂપ ન ભૂપ બને વળી ગુણુ વિણુ સરસ નરસ પદ ધરે.
ગુણુ વિણુ ઠામ જરી નથી ઠાલો અવગુણુમાં પણુ ગુણુ દિશે;
ગુણીજન ગુણુની ગણુના કરશે દુર્ગુણી પણુ ગુણુમાંજ જશે.

## ભુજંગી છંદ.

જુઓ જર્જ હાર્યો ભલાં નેનબાઈ;
પછી કામ હરને ધરે હરનભાઈ.
કરી તોલ અંગે લગાવી દબાવ્યું;
તપાસ્યું ઘણું તોએ તેમાં ન ફાવ્યું;
ન ફાવ્યા ન લાવ્યા કશો કેશ ક્યાશે.
પછી નાશીકા દેવ તેને તપાસે;
ગ્રહી નાશીકા ગંધ પરથી વિચારે.
છતાં કેશનો ક્યાશ આવ્યો ન આરે;
કહે કર્ણને કાં હવે શું કરો છો.
કહે કર્ણ માથે ચડી શું મરો છો;
પ્રભુએ તમોને ધર્યાં ઊંચ ધામે.

કર્યું ના કશું કામ ખાધું હરામે;
કરૂં હું જુઓ ફેંસલો ફટ લેતાં.
લજાતા નથી કર્ણને કામ દેતાં;
કહી એમ કર્ણે કર્યું કામ કબ્જે.
ટકોરે તથાપી નહિ સાર સમજે;
વિમાસે પછી જીવ પાસે ધસે છે.
વળી જીભબા તો બખોલે વસે છે;
કહે કર્ણજી હાર મારી ઘણી છે.
કહું છું ઘણી કેશમાં ઘુંચણી છે;
તપાસો તમો-તે અમો સર્વ હાર્યા.
જુએ ના જડે જીભને સ્વાદ ધાર્યા,
હવે સર્વ હાર્યા પધાર્યા શું બુદ્ધિ;
વિચારો કરે કયમ કરૂં કાર્ય શુદ્ધિ,
પછી સર્વના સારનો સાર કહાડી;
વૃત્તિને કરી તીવ્ર તેમાં લગાડી,
તપારી કરી ક્રોસ ઉલટ તપાસી;
દલીલો કરી કેશ લીધો પ્રકાશી.
કહે બુદ્ધિ સૌ બોલતાં બંધ રેજો,
કહું ફેંસલો તે સહુ ધ્યાન લેજો;
કહું કેશ ખોટો તમે આદર્યો છે.
નકામો વખતને તમે વાપર્યો છે,
કહું નીંદ શી વસ્ત તે હું ન જાણું;
પછી આપના કેશને કયમ પ્રમાણું.
પછી સ્વપ્ન માટે વૃથા શું કથો છો,
જબર જોગીનું કામ છે શું મથો છો;

## હરીગીત છંદ.

જીણી નજરથી જો જરી છે જીવ જંતુ બાંકરૂ,
ઉલટાં નથી ઉદભીજ એથી માન આ મારૂં ખરૂં;
ખાત્રી કરી જો ખંતથી ખોળી ખનીજે ખાસ તું.
અવની વિષે સૌ એક પણ અજ્ઞાનથી બહુ ભાસતું. ૧

જન્મી કરી જગમાં ફરી જાતો રહ્યો તું જીવડો,
પાપે અને પુન્યે કરી પાછો ફરી પિન્ડે પડયો;
ઓછી વત્તી ઇંદ્રી મળે અવતાર એવો થાસ તું.
અવની વિષે સૌ એક પણ અજ્ઞાનથી બહુ ભાસતું. ૨

કામી બની ક્રોધી બની ને કર્મ કુડાં આચરી,
તેં જીવને જાતો કર્યો જંજાળ જુઠી પાથરી;
અંતે અરે જેવી મતી તેવી ગતીમાં જાસ તું.
અવની વિષે સૌ એક પણ અજ્ઞાનથી બહુ ભાસતું. ૩

ભોક્તા અને ભોગો કર્યો શી ચીજમાંથી ઇશ્વરે.
પથ્થર અને આ પિન્ડનાં કર પ્રથઃકરણો અંતરે;
પથ્થર અને આ પિન્ડ તારો ધુળ અંતે ધારજે,
અવની વિષે સૌ એક પણ અજ્ઞાનથીજ અપાર છે. ૪

રે પ્રાણીઆ આ પિન્ડમાં કર તું પ્રભુથી પ્રીતડી,
તુજ જીવ સરખું જાણુ સૌ આ દેહ માનવની મળી;
વ્હાલા વિષ્ણુના વ્હાલથી વૈકુંઠમાં કર વાસતું,
અવની વિષે સૌ એક પણ અજ્ઞાનથી બહુ ભાસતું. ૫

સમાપ્ત.